સ્ત્રીએ કહ્યું ! બાપજી પંદર શું વીસ રૂપિઆ ખર્ચ કરશો તો હું કબુલ છું. પણ મારો ધણી વશ થાય તેવું જોઇએ. અને આજેજ જો જંત્ર કરી આપો અને દવા આપો તો બહુ સારૂ.

આથી બાવાજીએ કહ્યું ! ચલ બચ્ચા દો તાંબેકા કળશીઆ લાવ ઇસકે પર એકેક શ્રીફળ સુક દે ફીર દીવા ઔર ધુપ કર દે. મેં તેરેકુ અભી જંત્ર દેતા હું. ઔર રૂપિઆ ભી અભી જ ચહીએ ઇસકે લીયે તુમ રૂપીઆ લેકે આવ. મેં દવા તેઆર કરતા હું. વો બી દેયગા.

આથી તે સ્ત્રીએ રૂપીઆ તથા બે લોટા આપી;બીજું સાહિત્ય તેઆર કર્યું. અને બાવાજીએ ઝોળીમાંથી કશાની એક પડીકી વાળી અને આપી તથા એક નાડાછડીનો દોરો કાઢી બે ચાર ગાંઠો વાળી ધુપ દઇ આપ્યો. આ લઇ બાઇએ પોતાની પાસે રાખ્યો અને બાવાજી રૂપિઆ તથા બે લોટા, વળી ઉપરાંત હીમ દક્ષીણા પોતાને માટે જોઇએ એમ કહી એક સોનાની વીંટી લઇ ચાલતા થયા.

આ વાત તેની પડોશમાંજ એક બાઇ રહેતી હતી કે જેનું નામ સુલક્ષણા હતું. તે સાંભળતી હતી. તે બાઇ પતિવ્રતા અને સત્ય આચરણ પાળનારી હતી. તેને આ બાઇની વર્તણુંક જોઇ દયા આવી અને આ બાવાને આમ ધુતી જતાં જોઇ તેણે પોતાના પતિને જાગ્રત કરી બધી હકીકત કહી. અને તે બાવા પાસેથી તમામ માલ લઇ લેવા સૂચવ્યું, જેથી તેનો પતિ કે જેનું નામ પ્રાણલાલ હતું તે નિચે આવ્યો. અને તે બાવો જેવો પેલી સ્ત્રી કે જેનું નામ કશોરબાઇ હતું તેના ઘેરથી બહાર નીકળી પોળમાં થઇને બહાર નીકળવા જાય છે તેવોજ તેણે અટકાવ્યો. અને કહ્યું અરે મહારાજ તમો અત્યારે અરધી રાત્રે આ પોળમાં કેમ આવ્યા છો ? ઉભા રહો. કારણ કહો નહિ તો પોલીસને સ્વાધિન કરવા પડશે.

ધુતારો કે જેણે બાવાનો વેશ લીધો હતો તે ચમકયો. અને બોલ્યો હતું બે ભાઈ તુમકો ક્યા કામ હૈ ! હમ બાવા લોક આલેખ ત્યાં ફીર ઉસમે તેરા ક્યુ લીયા.

આથી પ્રાણલાલે જાણ્યું કે તેને બરાબર સમજાવ્યા સિવાય પત્તો નહી લાગે માટે બરાબર ઝાટકી કાઢવા પડશે. તેથી તેણે તેનો હાથ પકડી કહ્યું કે કાલ તારી ઝોળીમાં શું છે અને તું અત્યારે આ કીશોરબાઇને ત્યાં તેના ધણીની ગેર હાજરીમાં કેમ ગયો હતો સાચે સાચુ કહે નહિ તો અત્યારે મુવો સમજજે. એમ કહી બે ચાર થપ્પડ ચોઢી દીધી.

આથી બાવાબાઇ કાંઇ નરમ પડ્યા અને બોલ્યા ભાઈ સાહેબ હું ગરીબ સાધુ છું અને આપને જો આમાંથી કાંઇ જોઇએ તો લ્યો એમ કહી બે લોટા આપ્યા. પણ પ્રાણલાલે માન્યું નહિ અને ફરી બે ચાર થપ્પડ લગાવી કે તેં જે લીધું હોય તે બધું લાવ નહી તો મરી ગયો સમજજે જેથી બાવાએ કીશોરબાઇને ત્યાંથી આણેલી વીંટી, પંદર રૂપિઆ અને બે લોટા સર્વ પ્રાણલાલને આપ્યું. અને કહ્યું કે હવે બાપા સાહેબ મ્હને જવા દો હું ફરી આ પોળમાં કોઇ વખત નહિ આવું, તેથી તેને જવા દીધો અને પ્રાણલાલ સર્વ ચીજો ઘરમાં મુકી સુઇ ગયો

બીજે દીવસે સુલક્ષણા કીશોર બાઇને ત્યાં ગઈ અને કહ્યું કે બેન કેમ તમે કાંઇ જણાતાં નથી. કેમ આપના પતિ શાંતિલાલ ક્યારે આવવાના છે. એમ સાધારણ બેચાર વાતો કરી અને પછી કહ્યું કે બેન ! વારૂ મારે આ મારા પતિને વશ કરવા છે માટે જો કાંઇ ઉપાય હોય તો બતાવો કે તે મારી પાછળ અને પાછળ જ ભમે. કીશોર બાઇએ જરા આંચકો ખાતાં કહ્યું. બેન ઉપાય તો છે અને તે ઉપાય કરો તો આપના ધણી આપની સેવામાંજ રહે અને વશ થાય. જેથી સુલક્ષણાએ કહ્યું બેન ! તમે જો તેવો કોઇ ઉપાય અજમાવ્યો હોય તો મ્હને બતાવો હું જરૂર તે ઉપાય કરીશ. આથી કીશોર બાઇએ કહ્યું. બેન જો કોઇને કહો નહિ તો કહું સુલક્ષણા કહે મારે પોતાને તે ઉપાય કરવો છે તો હું વળી કોઇને કહેતી હઇશ કંઇ ગાંડાંથયાં ! જેથી કીશોરે ગઇ રાતની બાવાની, જંત્રની

અને દવાની વાત કહી. આ સાંભળી સુલક્ષણાએ તે જંત્ર તથા દવા માગી જે કીશોરબાઇએ બતાવી તે જોઇ કેટલીક વાર પચ્યાર ફરી સુલક્ષણા બોલી આજ ઉપાય પુરૂષને વશ કરવાનો છે? કીશોરબાઇ કહે હા, આ દવા ખવરાવવાની છે અને આ દોરો ધુપ દઇ મારી કોટે બાંધવાનો છે જેથી મારા ધણી વશ થશે અને હું કહુ તેટલુંજ કહ્યું કરશે એવું તે મહારાજે કહ્યું છે.

સુલક્ષણાએ કહ્યું કાંઇ આપવું પડે છે ખરૂં કે ?

હા. પંદર વીશેક રૂપિઆ ખર્ચ થાય છે. પણ તે બધી રકમ ધર્માદામાં તે મહારાજ ખર્ચી નાંખે છે અને તેથી આપણને પુન્ય થાય છે, કીશોર બાઇએ કહ્યું.

પણ આ દવા તો સોમલના જેવી છે. તે ખાય તો ધણી મરી જાય તેનું કેમ. સુલક્ષણા બોલી.

શું કહો છો સુલક્ષણા બેન એમ તે હોય એ દવા સોમલ હોય નહિ એ તો પુરૂષને વશ કરવાની દવા છે, કીશોર બોલી.

જો તમને ખાત્રી ન પડતી હોય તો આપણે ખાત્રી કરીએ લાવો તેમાંથી એક રતિભારજ આપણે આ કુતરાને બાજરીના રોટલામાં ખવરાવીએ જો તે મરી જાય તો તો ખરૂં સુલક્ષણાએ કહ્યું.

કીશોર કહે છે હા. તો તો ખરૂં. એમ કહી એક બાજરીની ચાંનકી એક રતિભાર સોમલ નાંખી બનાવી અને તે કુતરાને ખવરાવી પાચેક મીનીટ થઇ નહિ હોય તેવામાં તો તે કુતરૂ તરફડી અને ભોંય પર પડ્યું અને મોંઢે ફીણ આવી મરવાની તૈયારી કરવા લાગ્યું.

સુલક્ષણાએ કહ્યું કેમ બેન આતે પુરૂષને વશ કરવાની દવા કે મારી નાંખવાની દવા. જુઓ આ કુતરૂં હમણાંજ મરી જશે. લાવો તેને ઝેર ઉતારવાની દવા પાઇએ. એમ કહી ઝેર ઉતારવાની દવા પાણીમાં નાંખી કુતરાને પાઇ અને ઉપર ટાઢું પાણી રેડ્યું તથા બીજા કેટલાક ઉપચારો કર્યા જેથી બે કલાક પછી તે કુતરૂ શુદ્ધીમાં આવી જીવતું રહ્યું.

જુઓ બેન. આતો જાણે વશ કરવાની દવા નહિ પણ મરી જવાની દવા આપી તે બાવો તમને ધુતી ગયો. વારૂ શું શું લઇ ગયો છે તે તો કહો સુલક્ષણાએ કહ્યું

કીશોરબાઇ કહે. એતો રડ્યો પંદરેક રૂપિઆ રોકડા, એક સોનાની વીંટી અને બે તાંબાના લોટા એટલું લઇ ગયો છે તે આપણા ગામની ભાગોળે એક મહીનાથી પડ્યો છે અને હજુ રહેવાનો છે, હમણાંજ જઇ તેની ખબર લઉં છું. હાય હાય બેન આતો ધુતી ગયો. અને આ દવા જો આપી હોત તો મારા ધણી મરી જાત અને હું વિધવા થાત.

સુલક્ષણા કહે એતો ક્યારનોયે જતો રહ્યો હશે અત્યાર સુધી તે હોય ભલે તપાસ કરજો. જો મળે તો સારૂં પણ બહેન હવે કોઇ વખત આવું કામ કરશો નહિ આતો ઠીક છે. રૂપિઆ ગયા તેને તો કોઇ પુછતું નથી પણ ધણી જાત ત્યારે તમે શું કરત. આજ કાલ એવા ધુતારા ઘણા થયા છે કે જે આવાને આવા સાધુના વેશ લઇ અને ઘણી ભોળી સ્ત્રીઓને ઠગી જાય છે કોઇને ધણી વશ કરવાની, કોઇને પ્રજા થવાની, કોઇને પૈસા મેળવી આપવાની અને એવી ને એવી જ નકામી આશાઓ આપી અને હજારો રૂપિઆ ધુતી જાય છે. પણ તેવા ઉપર ડાહ્યા માણસો ભરોસો રાખતા નથી અને એવી બાધા આખડી અને દવાઓ તેતો લોકોને ધુતવાનાજ ઉપાયો છે.

જુઓ તમારી માફકજ પેલી બિચારી સવિતાને પણ એક બાવો ધુતી ગયો હતો. તેને તાંબાનું સોનું કરવાની લાલચ આપી હતી અને એક દીવસ કાંઇક વાલ તંબાને બદલે વાલ સોનું આપેલું તેથી તે લલચાઇ અને પોતાને ઘેર આણી એક તાંબાનો ચરૂ સોનાનો કરવાનો કહ્યો. બાવે કહ્યું હા. ઘેર આવી એક ભઠ્ઠી લગાવી એક ચરૂ ડાટ્યો અને તે બાઇને કહ્યું કે જેટલું સોનું તું આપશે તેથી ચાર ગણું સોનું બનશે, જેથી તે ભોળી સવિતાએ પોતાની છસો સાતસો રૂપિઆની જણસો આપી. બાવાએ ભઠ્ઠી સળગાવી.

અને આખી રાત બેઠાં બેઠાં જણુસો પોતાની તુંબડીમાં ઘાલી ઉપર પાણી રેડી સવારમાં બાજરૂ જવાનું નામ દઈ ગયો તે હવે આવશે. સવિતાએ બહુ ખોલી તો સોનું ને તાંબુ કશું ન મળે પણ રાખોડી મળી. તપાસ કરી પણ બાવો મળ્યો નહિ અને રડતાં રહ્યાં.

આ પ્રમાણે તેવા ધુતારાએ ઘણી સ્ત્રીઓને અને એવા નબળા મનના લાલચુ પુરૂષોને પણ છેતરેલા છે માટે હવે તેમના ઉપર ભરોંસો રાખવો નહિ.

ધણીને વશ કરવાને માટે આપણે જ પ્રથમ ધણીને વશ થવું જોઇએ. ધણીની મરજી તેજ આપણી મરજી ધણી કહે તેજ કરવું તે કહે તેથી વિરૂદ્ધ વર્તન કરવું નહિ અને તેના તાબે રહેવું એજ ધણીને વશ કરવાનો ઉપાયઃ છે તે સિવાય બધાં ફાંફાં છે.

જુઓ લલીતાએ પોતાના ધણીને શી રીતે વશ કર્યો તે કહું છું સાભળજો. અને તેના પ્રમાણે તમે પણ કરશો તો જરૂર તમારા ધણી તમારે વશ થશે.

લલીતા દરરોજ સવારમાં ચાર વાગે ઉઠતી અને પોતાનો પતિ ઉઠે તે પહેલાં તો પોતે ઉઠી સ્નાનાદિથી પરવારી પતિને પાણી આપી સ્નાન કરાવી પુજાના સાહિત્ય તૈયાર કરી આપતી પછી રસોઇ કરી પતીને જમાડી પતી જમ્યા પછી જમતી અને પતિના સર્વ કાર્યમાં પોતાથી બનતી મદદ આપતી પતિ જે આજ્ઞા કહે તેજ કરતી પતિની મરજી વિરૂદ્ધ એક પણ કામ કરતી નહિ અને પતિ એજ પરમાત્મા છેઃએમ માની પતિની પૂજા કરી ચરણામૃત લેતી. અને દરેક વાતે પતિની મરજીને આધિન થઇ રહેતી તેના કહ્યા ઉપરાંત એક પણ કામ કરતી નહિ અને દરેક રીતે પતિ શી રીતે પ્રસન્ન થાય તે શોધતી ધણીની રજા સિવાય એક પણ વ્રત કરતી નહિ, તેમજ પોતાના પતિની મરજી સિવાય પોતાને પીયર પણ જતી નહિ. કોઇ દિવસ પતિના સામું ઉંચે શબ્દે કે ક્રોધ કરીને બોલતી નહિ. તેમ મો ચઢાવતી નહિ. પોતાના ધણીના ગુણનુંજ જેને તેને કથન કરતી હતી પણ ધણીના એક પણ દોષની કે અવગુણની

વાત કોઇને મોંઢે કરતી નહિ, અને દરેક રીતે પોતાના પતિની ઈચ્છાને આધિન થઇ અને રહેતી હતી.

પોતાના સ્વામિના જેવા ઉંચા નિયમોને આચરતી હતી. પોતાના સાસરીઆં તરફ પૂજ્યભાવ રાખતી હતી અને જેવી રીતે પોતાના મા બાપની સેવા કરે તેવી રીતે પોતાના સાસુ સસરાની સેવા કરતી. કોઇપણ દિવસ એક જરા પણ દુરાચરણ સેવતી નહિ ઉત્તમ પ્રકારના ભોજન કરવાના પદાર્થોને જાણતી હતી. તેમજ કોઇપણ પદાર્થની આશા વડે દુરાચરણોમાં પ્રવેશ કરતી નહિ, કોઇપણ માણસને ઘેર ખાસ કારણ સિવાય અને તે વળી જો કારણ હોય તોપણ ધણીની રજા સિવાય જતી નહિ. બારણે કે ઝરૂખે ઉભી રહેતી નહિ. પોતે પોતાના ધણી સિવાય પારકા પુરૂષ સાથે બોલતી નહિ,, અને પતિને આધિન થઇ અને વર્તતી હતી. અને પોતાના પતિવ્રત ધર્મને પળી પતિની ભક્તિ કરતી હતી અને આથી તેનો પતિ તેના ઉપર પ્રસન્ન રહે છે. અને લલિતાથી તેના પતિ હમેશ સુખમાં દિવસો ગાળે છે. તથા તેનો પતિ તેને વશ થઇને રહે છે એમ કહીએ તોપણ ચાલે, માટે તમારે પણ જો તમારા પતિને વશ કરવા હોય તો લલિતાના જેવું વર્તન રાખશો તો તમારા પતિ તમારે વશ થશે

કિશોર બાઇ કહે—એ ખરૂં પણ હું ગમે તેટલું તેમને તાબે રહું અને ગમે તે કરૂં તોપણ એ મારા ઉપર ગુસ્સે થયા સિવાય રહેતાજ નથી, અને હું જેમ જેમ નરમ થતી જઉંછું, તેમ તેમ એ મારા ઉપર વધારે વધારે સ્વાર થતા જાય છે. તેનું કેમ કરવું.

સુલક્ષણા કહે—જો તેમ કરે તોપણ તમારે સહન કરવું. તે ક્રોધ કરે તો તમારે તેમની માફી માગવી. અને તે કહે તેમ કરવું તે કદાચ ખોટી આજ્ઞા કરે તોપણ તે ઉઠાવવી. અને એ કહે તેમજ કરવું આ પ્રમાણે તમો થોડા દિવસ કરો કે જેથી તમને તુરત જણાશે કે કેવો ફાયદો થાય છે.

આવા ધુતારાને તે. પેસવાજ દેવા નહિ. તમારા જેવી ભોળી સ્ત્રીઓ તેનાથી ઠગાય છે. ઘણાંજ તમારી પેઠે આ સાધુના ફળી-

આમાં પેલા મકનની સ્ત્રી ચંચળને એક બાવો પ્રજા થવાની બાધા આપી પાંચ સાત રૂપીઆ લઈ ગયો હતો. પણ તે બધું નકામું પૈસા પાણીમાં ગયા અને બાઈ રહ્યાં એવાંને એવાંજ, માટે એવી આશાથી કોઈ દિવસ ફસાવું નહિ હવે મોડું થયું છે માટે તમો જાવ જો પેલો બાવો મળે તો તપાસ કરી આવો હું પણ જઉં છું, વળી ફુરસદ હશે તો કાલે મળીશું.

આમ કહી સુલક્ષણા પોતાને ઘેર ગઈ અને કીશોર બાઈ ગામમાં બાવાને શોધવા નીકળી ભાગોળે ધર્મશાળામાં જોયું બીજી ઘણી જગ્યાએ જોયું પણ કાંઈ પત્તો મળ્યો નહિ. આખરે ઘેર આવી.

ઘેર આવતાં રસ્તામાં શાન્તા અને નરહરનું યુદ્ધ થતું હતું તે જોવા વચ્ચે ઉભી રહી શાન્તા કહે છે હવે તો તમને પચાસ રૂપિઆ મળે છે મારે માટે કાંઈ એકાદ બે જણુસો કરાવો. જુઓ આ લોકોની સ્ત્રીઓ કેવા હજાર હજાર રૂપિઆના દાગીના પહેરે છે અને મારી પાસે તો વાલની વીંટી પણ નથી તમને જ્યારે કહીએ છીએ ત્યારે તમો કશું ગણકારતા નથી માટે ગમે તેમ કરી હાલમાંજ મ્હને એક કંઠી કરાવી આપો. આ સાંભળી નરહરે કહ્યું જણસો કરાવવાનો તો મારો વિચાર છે પણ શું કરૂં. હજુ દેવું બહુ છે તેથી બધો પગાર ખર્ચ કાઢતાં દેવામાં ભરવો પડે છે. દેવા વાળાને ન આપીએ તો બારણે લાંઘવા બેસે માટે તેનું પહેલું ચુકવી પછી આપણે જણુસો કરાવીશું.

આ સાંભળી શાન્તાનો મીજાજ ગયો અને બોલી શું દેવાવાળા તમારા બાપાને આપવા છે અને મારી કંઠી કરાવવી નથી શું હજુ પણ હું બાવળીઆ જેવી કોટ લઈને ફરૂં મ્હારે તો આજને આજ કંઠી થાય તોજ ખાના કરૂં નહિ તો હાથે કરી લ્યો. અને જમો.

નરહર કહે છે. તને હું ધીરે રહી કહું છું પણ તું માનતી નથી માટે જ હવે જણુશો કરાવતો હઇશ તે પણ નહિ કરાવું. હરામખોર કહીએ છીએ કે દેવું પતી ગયા પછી જણુસો કરાવીશું ત્યારે આળા કરે છે સાલી તારાતો નસીબમાં જુતીયાં જ છે દર-

રોજ કંકાસ કરીને બેસે છે ઝટ રસોઇ કર મ્હારે ઓફીસમાં જવાનું મોડું થશે

શાંન્તા કહે છે બળી તમારી ઓફીસ અને તમને પણ શું કહું. મારે શા કામની છે તમારી ઓફીસ, અને કંકાશ તો તમેજ કરો છો જણુસો કરાવતા હોતો કાંઇ કંકાસ થાય નહિ મોઇ હું રાંડ તમારે પાલવે પડી સુખી થઇ નહી એમ કહી રડવા માંડ્યું અને રસોઇ કરવા ઉઠી નહિ

આથી નરહરનો પીત્તો વધારે ગરમ થયો રાંડ હરામખોર ક્યારના કહીએ છીએ પણ માનતી નથી એમ કહી બે ચાર થપ્પડો તથા લાતો લગાવી દીધી જેથી શાંન્તા "ઓ બાપરે ઉઠું છું" કહી ઉઠી અને રસોઇ કરવા લાગી.

વાચક જોયું સ્ત્રી કેળવણીના અભાવે થતાં પરિણામ આ બધી લડાઇ કીશોર બાઇએ જોઇ અને પોતે મનમાં વિચાર કરતી ચાલી કે ઘેર ઘેર માટીના ચુલા છે. જ્યા જઉં ત્યાં એનું એ. પણ આ સુલક્ષણા બેન તો કાંઇ જુદુંજ રતન છે. તેમને ત્યાં તો કોઇ દિવસ કંકાસ થતો નથી અને તેમના પતિ તેમના કહ્યા પ્રમાણે જ વરતે છે. માટે હવેથી તે કહે તેમ કરૂં તો મારૂં પણ કામ થશે અને મારા પતિ પણ તેમના પતિની માફક મારે વશ રહેશે. આવા વિચાર કરતી ઘેર આવી.

બીજે દિવસે સુલક્ષણાને ત્યાં પોતે ગઇ અને નરહર તથા શાંન્તાની લડવાડની વાત કહી અને કહ્યું કે બેન મને તો તમારી વાત બહુ ગમે છે. માટે તમેજ મારા પરમેશ્વર! હવે તમે કહેશો તેમ કરીશ જુઓને કાલે પેલો બાવો મારૂં ત્રીસ પાંત્રીસ રુપિઆનું પાણી કરીગયો. મેં બહુએ તપાસ કરી પણ મળ્યો નહિ.

હશે પરમાત્માએ ધાર્યું હશે તે થશે. હવે કોઇદિવસ એવા બાવા ધુતારાનો ભરોસો રાખીશ નહિ. અને તમારા કહ્યા પ્રમાણે મારા

પતિ આવ્યા પછી તેમની આજ્ઞાને આધિન થઈ વરતીશ માટે આજ પણ કાંઇ બે બોલ કહો તો સારૂં

સુલક્ષણા કહે બેસો બેન. કહું છું, વારૂ પેલો બાવો તમારી ત્રીસ પાંત્રીસ રૂપિઆની મતા લઇ ગયો છે તે તમને મળે તો મને કાંઇ આપશો.

કિશોરી કહે:–વાહ વાહ. જો તે પાછું મળે તો તમારા જેવાં બીજાં કોઈ નહિ. તમે એને ખોળીકાઢો અને આવેતો એનેતો પુરો જ કરૂં. મારા રડયે મારા ધણીને મારી નાંખવાની દવા આપી! બેન જોતમે તે મતા લાવીઆપોતો તમને તેમાંથી અર્ધો અર્ધ આપુ.

સુલક્ષણા કહે બાવો તો જતો રહ્યો તેણે તમને ઝેર આપ્યું તેમાં તેનો શો દોષ! તેને તમો બોલાવી લાવ્યાં, ઉલટા પૈસા આપ્યા, અને ધણીને વશ કરવાનો (મારી નાંખવાનો) ઉપાય લીધો તેમાં તેનો શો વાંક. અને જોયું ધણીને મારી નાંખવાની દવા આપે તેને તો ત્રીસ પાંત્રીસ રૂપિઆની મતા અને હું ધણીને વશ કરવાનો ઉપાય બતાવું તો મને તો અર્ધી રકમ. વાહ તમે પણ ખરાં

કીશોરબાઈ કહે હવે બહુ થયું બેન બાવાનો દોષ નહિ પણ મારો દોષ હવે થયું અને જો તે લઇ ગયેલો બધી મતા પાછી મળે તો તેમાંથી અર્ધી નહિ પણ બધી મતા તમને આપી દઉં પછી કાંઇ. હવે તો મ્હને મારા ધણી„ વશ કરવાનો ઉપાય તમે જ બતાવો.

સુલક્ષણા કહે બેન તમારી કાંઇ મતા જોઇતી નથી પણ હું કહું તેટલું તમારે પાળવું પડે જો પાળો તો તમારી તમામ મતા લાવી આપું.

કીશોરબાઈ કહે ખુશીથી તમે કહેશો તે બધી વાત પાળીશ. આથી સુલક્ષણા ઘરમાં ગઇ અને પેલા સાધુ પાસેથી પોતાના પતિએ ખુંચાવી લીધેલી કીશોરબાઇની તમામ ચીજો તથા રૂપિઆ લાવી અને કીશોરબાઇને આપ્યા.

આથી કીશોરી રાજી રાજી થઇ ગઈ અને કહ્યું કે બેન આ બધી ચીજો તમારે ત્યાં ક્યાંથી. મેં તો બાવાને આપી હતી અને તે તો જતો રહ્યો. છતાં તમે તેની પાસેથી શી રીતે મેળવીતે કહો.

પછી સુલક્ષણાએ રાતની બધી વાત કહી, જે સાંભળી કીશોરી તેનો ઉપકાર માનવા લાગી. અને હવે પોતે આપ કહેશો તે પ્રમાણે જ વર્તીશ એવી પ્રતિજ્ઞા લીધી.

પછી સુલક્ષણા બોલી, બેન જુઓ એક વખત હું મારા પીયરમાં રહેતી હતી તે વખતે મારી પડોશમાં સાવિત્રી બેન કરી એક વૃદ્ધ સ્ત્રી રહેતાં હતાં અને તેમને અમો કાકી કાકી કહેતાં હતાં તે સ્ત્રી એવાં તો ઉત્તમ વર્તનવાળાં હતાં કે અમે તેમના જેવું વર્તન શીખવાને ભાગ્યશાળી થતાં હતાં, તેઓ હમેશાં પતિની આજ્ઞામાં જ રહેતાં તથા સદા પ્રસન્ન રહેતાં હતાં, તે એટલી વયનાં હતાં તો પણ ઘરનાં પાત્રોની તથા બીજાં સર્વ પદાર્થોની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા રાખતાં હતાં. ઘરમાં કોઇ પણ ચીજ બગડતી નહિ. દરેક પદાર્થો ઘરમાં એવી વ્યવસ્થાથી ગોઠવતાં હતાં કે જોનારને એકદમ આનંદ થતો. વળી આવકના પ્રમાણમાં કાંઇક બચાવ કરી ખર્ચ કરતાં પણ બીજાની માફક ઉડાઉ સ્વભાવ રાખતાં નહિ. અને સદા પતિની સેવામાંજ તત્પર રહેતાં. સાસુ સસરાને પગે લાગી સદા માન આપતાં હતાં.

પોતાના પતિનું કલ્યાણ કરવામાં એટલે પ્રિય કરવામાં અને પતિના ચિત્તને પ્રસન્ન રાખવામાં અને તેમનું હિત જાળવવામાં સાવચેત રહેતાં. હમેશાં સદાચાર પૂર્વક વર્તન કરી મનોવૃત્તિનો નિરોધ કરી ઇન્દ્રીયોનો જય કરતાં હતાં.

હમેશાં તે પોતાના પતિના રક્ષણમાં રહેતાં કોઇ દિવસ પતિથી દૂર કે વિયોગમાં રહેતાં નહિ. કદાચ પતિથી વિયોગમાં રહેવું પડ

તું તો પોતાના માબાપ, સાસુ સસરા કે ભાઈ અને પુત્રના રક્ષણમાં રહેતાં.

અને વિયોગમાં નાના પ્રકારની રમત ગમત રમતાં નહિ ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરતાં નહિ કોઈ દિવસ વડીલની આજ્ઞા સિવાય ખાસ પ્રયોજન હોય તોપણ પારકા ઘરમાં જતાં નહિ.

અને આવું ઉત્તમ વર્તનશાળી તે સાવિત્રીબાઈનું અમે સર્વ સહીપણીઓ અનુકુળ વર્તન કરતાં હતાં.

તે વખતો વખત અમને કહેતાં હતાં કેઃ—

સ્ત્રી જાતીએ હમેશાં પતિના તાબામાં રહેવું સ્ત્રીઓને ઉપવાસ કે નાના ધર્મ કાર્યોથી પણ સ્વર્ગ મળતું નથી પણ માત્ર પતિના પુજનથી સ્વર્ગ મળે છે માટે દરેક સ્ત્રીએ હમેશાં પતિની પુજા કરવી જોઈએ. અને પતિની ઈચ્છાનુસાર વર્તવું તાણીને બોલવું નહિ પણ કોમળ સ્વરે બોલવું. પતિની સમક્ષતા સિવાય અન્ય પુરૂષ સાથે બોલવું નહિ.

સ્ત્રીને પતિએજ પ્રિયવસ્તુ છે. એજ પરમાત્મા છે એજ સાચો મિત્ર છે અને સર્વ વાતે એજ આપણું હિત કરનાર છે માટે તેને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ વ્હાલો ગણવો. અને તેની આજ્ઞા પ્રમાણે વર્તવું.

પતિ ગમેતેવો ખોડવાળો હોય તોપણ તેના ઉપરજ પ્રેમ રાખવો તેના સિવાય સ્ત્રીઓને તરવાનું એકપણ બીજું સાધન નથી. માટે તેની ઇચ્છાને તાબે રહેવું. અને પતિપ્રેમ સંપાદન કરવાને માટે આતુર રહેવું કોઈ દિવસ ખરાબ વર્તન કરવું નહિ. પતિનો કોઈદિવસ તિરસ્કાર કરવો નહિ, કે તેને ધિક્કારવો નહિ કારણ ગમે તેવો હોય પણ આપણો પતિ. આ જગતમાં પતિની ભક્તી કરવાથી જે જોઈએ તે મળે છે. પૂર્વે આપણામાં અનસુયા, દમયંતી, સાવિત્રી અને એવીજ બીજી ઘણી સ્ત્રીઓ થઈ ગઈ છે તેઓએ પોતાના પતિવ્રતના મહા-

તેમથી ત્રિલોકને આંજી નાંખ્યું હતું. સાવિત્રીએ પોતાના પતિવ્રતના પ્રતાપથી પોતાના પતિનું મૃત્યું અટકાવ્યું હતું.

વળી દમયંતિ અને સિતા કે જેમણે પોતે રાજરાણી હોવા છતાં સુખ વૈભવો મુકી પોતાના પતિસાથે જંગલમાં દુઃખ વેઠવા નીકળ્યાં હતાં, અને એવું અસહ્ય દુઃખ વેઠવા છતાં પણ પોતાના પતિની ભક્તિ કરવામાં અદ્રઢ રહ્યાં હતાં અને પતિને સુખે સુખ અને પતિને દુઃખે દુઃખ વેઠ્યું હતું માટે તેમના જેવું વર્તન દરેક સ્ત્રીએ આચરવું જોઇએ કોઈ દિવસ ખરાબ સોબત કરવી નહિ પણ આપણા જેવાજ વર્તનવાળી સ્ત્રીઓની સાથે બેસવું.

વળી એક વખત અમો નાનાં હતાં ત્યારે અમારી બેનપણી કુમુદ કરીને હતી, કે જે નિરંતર પતિની ભક્તિમાં તલ્લીન રહેતી હતી અને પોતાના પતિની દરેક પ્રકારે મરજી સંપાદન કરતી હતી તેનું વર્તન હું તમને કહું છું.

તે દરરોજ સવારે ચારવાગે ઉઠતી. દાતણ પાણી અબોટ કરી ગળીને ઉનું પાણી મૂકતી પછી ઘરમાં પુંજો કચરોવાળી વાસણમાંજી પાણીનાં વાસણ વીંછળી પાણી ગળતી પતિ ઉઠે તેને દાતણ પાણી આપી સ્નાનાદિક કરાવતી અને પુજાનાં સાહિત્યો તૈયાર કરી આપતી પતિ પૂજા કરે તે દરમીયાન પોતે પણ ઇષ્ટાનુસંધાન કરતી હતી, અને પછી અનાજ વીણી ઝાટકી, સાફ કરેલાં વાસણમાં કંટેવાળો કરી રસોઇ તૈયાર કરતી. પતિ પૂજાથી પરવારે ત્યારે તેમનું પૂજન કરી ચરણામૃત લઇ આરતી ઉતારતી હતી. અને પછી પતિને જમાડી પોતે જમતી, કોઇ પણ દિવસ તે પતિના જમવા પહેલાં જમતી નહિ તેમ ઉઠયા પછી ઉઠતી નહિ. સાસુ સસરાની આજ્ઞા માબાપ કરતાં પણ અધિક પાળતી અને દરેક રીતે પતિ પ્રસન્ન રહે તેમ કરતી. તે પતિને પ્રભુ તરીકે માનતી હતી પતિની પૂજા આરતિ કરતી હતી અને હમેશાં પતિ સેવામાં તલ્લીન રહેતી.

માટે તમો પણ તમારા પતિને પરમાત્મા તરીકે માનો, તેની મરજી સાચવો અને તેની મરજી વિરૂદ્ધ એક પણ કાર્ય ન કરો. જુઓ પછી તમારો પતિ તમારે વશ થાય છે કે નહિ.

આ પ્રમાણે અમને કેટલોક બોધ આપતાં અને તે પ્રમાણે વરતી અમોએ આ સંસારમાંથી ક્લેશનો સમૂળગો નાશ કર્યો છે. માટે બેન જો તમો પણ આ પ્રમાણે વર્તશો તો જરૂર તમારા પતિ તમારે વશ વર્તશે. સુલક્ષણાએ કહ્યું.

કિશોરબાઈ કહે છે. બેન સુલક્ષણા આજે તમોએ મ્હને જે ઉપાયો બતાવ્યા છે તે ખચીત હું કરીશ, પરમેશ્વર તમારૂં સારૂ કરો બા ? મારાથી તમારો ઉપકાર વિસરાય તેમ નથી. તમે જે જે વાતો કહી તે બધી વાતો મ્હને એવી ગમી ગઇ છે કે જો તે દરેક સ્ત્રી પાળે તો પછી તેમને મારી માફક બાવા, સાધુ અને ધુતારાને ખોળવા ન પડે. હું આજની શીખેલી હવે કોઇ દિવસ તેવા લોકોને ઉમરે ચઢાવું નહિ.

બા ! તમારો તે શો ગુણ માનું અને તમને શું આપુ ! તમે તો મારો જન્મારો સુધાર્યો એમ કહીએ તો ચાલે.

સુલક્ષણા કહે છે. કોઇ નહિ બ્હેન તમોને મેં જે આ બધી વાતો કહી તે પ્રમાણે વર્તશો તો હું લાખ રૂપઆ મળ્યા સમજીશ.

જુઓ એમાં પસ્તાવો કરવા જેવું નથી. વગર કેળવણી પામેલી બધી સ્ત્રીઓ તમારાજ જેવી હોય તેમાં નવાઈ નહિ. હું પણ તેવી હતી પણ જ્યારે જાણ્યું ત્યારે સુધર્યા હવે તમોપણ સુધરશો.

સ્ત્રીને કેળવણી અપાતી હોય તેની સાથે સ્ત્રીની નિતિ રીતીની અને ધાર્મિક કેળવણી પણ અપાતી હોય તો જ સ્ત્રીઓ સુધરે, સ્ત્રીઓ સુધર્યા સિવાય આપણો નિભાવ થવો મુશ્કેલ છે.

જુઓ સ્ત્રીઓ કેળવાયલી નિતિવાન, સદ્ગુણી અને ભણેલી હોય તો પોતાનાં છોકરાં કે જેમને ઘણો વખત માતાના સહવાસમાં રહેવાનું હોય છે તે સુધરે તેમ ભણાવે અને નાનપણમાંથી જ જેમ કુમળા ઝાડને જેવી રીતે વાળવું હોય તેવી રીતે વળે તેમ બાળકોને નાનપણમાંથીજ નીતિનું તથા ધાર્મિક શિક્ષણ આપે અને અનિતિમાં જતાં અટકાવે તો હાલ જે ઘણી ખરી અનિ-તિમાન પ્રજા જોવામાં આવે છે તે જોવામાં ન આવે. માટે સ્ત્રીની કેળવણીની ખાસ જરૂર છે અને તેની સાથે તેમને ધાર્મીક તથા નિતિ રિતીની કેળવણી આપવી જોઇએ કે જેથી તમારા જેવી સ્ત્રીઓને ફસાવાનો વખત આવે નહિ. બ્હેન હવે વખત બહુ થયો છે માટે જાઉં છું, મારા કહ્યા પ્રમાણે વર્તશો તો સઉ સારાં વાનાં થશે.

આમ કહી સુલક્ષણા પોતાને ઘેર ગઇ અને કીશોર બાઈ પોતાને કામે વળગી.

કેટલાક દિવસ પછી શાંતીલાલ પરદેશથી ઘેર આવ્યો. અને જે વખતે કીશોર બાઇએ તેની સાથે ઉત્તમ રીતે વર્તવા માંડયું તેની આજ્ઞામાંજ રહી તેની મરજી ઉઠાવવા લાગી જેથી શાંતીલાલ તેના ઉપર ખુસ થયો અને તે પણ તેની મરજી ઉઠાવવા લાગ્યો. એ પ્રમાણે બંને જણ પછી હળી મળીને રહેવા લાગ્યાં અને કલેશ કંકાસ મટી જઈ ખરા સુખનો આનંદ ભોગવવા લાગ્યાં.



ફક્ત જુજ કોપી શીલીક છે.      વહેલો તે પહેલો.

હરેક માણસને હમેશાં પાસે રાખવા લાયક વિદ્વા-
નોથી વખાણાયેલ લોકપ્રિય.

# કાયદાનો શિક્ષક.

## યાને ફોજદારી રેવન્યુ

## અને દિવાની કાયદાનું જુથ.

કે જેની એક વર્ષમાંજ પંદરસો કોપી ખપી ગઇ છે. હવે જુજ કોપી શીલીક છે તેમાં દીવાની, ફોજદારી અને રેવન્યુ (મુલકી) તમામ કાયદાઓ આવી જાય છે વળી જે કાયદામાં પ્રવીણ અને અનુભવી વિદ્વાન અમલદારો અને સજ્જનોના ઉંચા અભિપ્રાયો ધરાવે છે. જે રૂ. ૧૦૦ ખર્ચતાં ન મળે તે માત્ર રૂ. ૫ નીજ કિંમતે આપવામાં આવે છે. કાયદો જાણવાની દરેક માણસની ફરજ છે, કાયદાનું અજ્ઞાન એ દેખાતી આંખે આંધળા જેવું છે. અને આ પુસ્તકથી દરેક માણસ તમામ કાયદાનું જ્ઞાન મેળવી શકે છે. જુદા જુદા કાયદા અને તે આ પુસ્તકમાં આવેલા તમામ જુદા ખરીદવા જાય તો ઘણું ખર્ચ થાય તેમ છે. અને વળી તેમાં ગુજરાતી ભાષામાં કેટલાક કાયદાતો મળતા પણ નથી. જેથી કરીને આ પુસ્તક ઘણી જ નજીવી કિંમતમાં અમુલ્ય કામ બજાવે છે, તેમાં નિચે પ્રમાણે કાયદાઓ છે. વળી તેની પ્રશંસા પ્રજામાં કેવી થઇ છે તે જાણવા માટે ફક્ત જુજ પ્રશંસા પત્રો આ નીચે છાપેલાં છે તેથી પુસ્તકની લોકપ્રિયતા તથા ઉપયોગીતા સહજ જાણવામાં આવશે.

મુંબઈથી ગવર્નમેન્ટના ઓરીયન્ટલ ટ્રાન્સલેટર મે. ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કે:—(અંગ્રેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામે કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે. મ્હને લાગે છે કે તે લોકપ્રિય થઇ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરસ છે, અને તેમાં ઘણા ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે.

મે. ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર પણ હાલ અમદાવાદ મ્યુનીસીપાલીટીના ચીફ ઓફીસર સા. મે. રા. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. લખે છે કેઃ—(અંગ્રેજીમાં ઉપરથી) મી જેઠાલાલ કૃત કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક કે જેમાં કાયદાઓ અને રૂલોનો સમવેશ છે તે તમામ ખાતાના સરકારી નોકરોને ઘણુંજ ઉપયોગી છે તેમાં અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કરેલા છે, તેના કાગળો ટાઇપો અને બાંધણી વખાણવા લાયક છે. મને ખાત્રી છે કે આપણા હાલના જમાનાના ગુજરાતી જાણનારા બુદ્ધિશાળી વર્ગની તે લાંબા વખતની ખોટ પુરી પાડશે.

અમદાવાદથી મે. લક્ષ્મીશંકર કે, દવે. બારીસ્ટર એટ લૉ. લખે છે કેઃ—કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક મેં વાચ્યું છે. તમામ કાયદાઓનું જ્ઞાન મેળવવાનું આ પુસ્તક ખાસ સાધન છે. તેમાં ફોજદારી રેવન્યુ તથા દિવાની મળી ૯૫ કાયદાનો સમજાય તેવી ભાષામાં સમાવેશ કરી આ પુસ્તક બહાર પાડી લાંબા વખતની ખોટ મી જેઠાલાલે પુરી પાડી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. દરેક માણસે હમેશાં તે પાસે રાખવુંજ જોઇએ.

મે. ડીસ્ટ્રીક્ટ ડીપોટી કલેક્ટર પણ હાલ સુરતના સીટી માજીસ્ટ્રેટ મે. રા. બા. દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદી બી. એ. લખે છે કેઃ—કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક મેં વાંચ્યું. લખી જણાવવાને આનંદ થાય છે કે એ પુસ્તક બહાર પાડી આપે એક અપૂર્વ લોક હિતાર્થ ધર્મ બજાવ્યો છે, કાયદાના અજ્ઞાનને દુર કરવાનું સરલ અને કિંમત ઉપર નજર રહેતાં સુલભ સાધન તો તમેજ પ્રથમ પુરૂં પાડ્યું છે. ખરી મહેનત, આગ્રહ અને ઉદાર બુદ્ધિથી કાયદાનો શિક્ષક એ નામથી ઓળખાતું અમૃત તમે ઘણીજ જુજ કિંમતે જનસમૂહની સેવા માટે રજુ કરી શક્યા છો તે માટે તમને ધન્યવાદ ઘટે છે. દરેક ઘેર તેનો અવતાર હોવો જોઇએ.

અમદાવાદ સરકારી વકીલ મે. હરીલાલ દેશાઇભાઇ દેશાઇ બી. એ. એલ. એલ. બી. લખે છે કે, 'કાયદાનો શિક્ષક' મેં તપાસી જોયો છે. આ એકીકરણ જાહેર પ્રજાને વ્યવહારમાં ઘણું ઉપયોગી થશે. એવી મારી ખાત્રી છે. આવા પુસ્તકની ખોટ હતી તે તમે પુરી પાડી છે. માટે તમોને ધન્યવાદ ઘટે છે.

## તેમાં નીચે પ્રમાણે ૯૫ કાયદાઓનો સમાવેશ કર્યો છે.

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—૧ ક્રીમીનલ પ્રોસીજર કોડ, ( ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો. ) ઇંડિયન પીનલ કોડ, ( હિંદુસ્તાનનો ફોજદારી કાયદો. ) ગાંડા માણુસના આશ્રય સ્થાન બાબતનો એક્ટ, ફટકાની શીક્ષા કરાવવા બાબતનો એક્ટ, જુગારનો એક્ટ એક્ષ્ટ્રાડીશન એક્ટ (ગુનેગારોને સ્વાધિન કરવા બાબતનો એક્ટ. ) મુંબાઇનો આબકારી એક્ટ, અફીણ બાબતનો એક્ટ, મીઠા બાબતનો એક્ટ, કારીગર અને મજુર બાબતનો એક્ટ, રેલ્વેનો એક્ટ, ફેક્ટરી એક્ટ, ટેલીગ્રાફ બાબતનો એક્ટ ( તારનો કાયદો ), પોસ્ટ ઓફીસોનો એક્ટ, પોસ્ટની રૂલ, સેવીંગ્સ બેંકની રૂલ, ઝેરી જણસો બાબતનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો એક્ટ, નાટકના ખેલ બાબતનો એક્ટ, નિધિનિક્ષેપ એક્ટ (જમીનમાંથી ધન જડે તે બાબતનો કાયદો), એક્સ્પ્લોઝીવ એક્ટ ( બારી-થનારા પદાર્થો બાબતનો એક્ટ ), ડબ્બા એક્ટ (ઢોરોના અતિક્રમણ બાબતનો એક્ટ ). વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ. વિગેરે.

**રેવન્યુ ( મુલકી ) તથા સરવેના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ ( જમીન મહેસુલનો કાયદો ), લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૩ ઉપર થયેલી રૂલ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૪ ઉપર થયેલી રૂલ, રેકર્ડ ઓફ રાઇટ્સ એક્ટ, રેકર્ડ ઓફ રાઇટ્સ એક્ટ, ઉપર થયેલી રૂલ, જમીન ઉપરનું હકનું પત્રક તૈયાર કરીને રાખવા બાબતની સમજુતી, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એક્ટ, સર્કલ ઇન્સપેક્ટરોની રૂલ. માપણીની સમજુતી, ઓરીજનલ તથા રીવીઝીન સરવેની રૂલો, વિગેરે.

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) ( દિવાની કામ ચલાવવાની રીત બાબતનો કાયદો ), વારસાનું સરટીફીકેટ લેવાનો એક્ટ, સગીરની જાત તથા મિલકતના વાલી નીમવા બાબતનો એક્ટ, કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલ્ચર એક્ટ, ( ખેડુતનો કાયદો ) સ્મોલકોઝ કોર્ટ એક્ટ, વારસાનું સરટીફીકેટ આપવા બાબતનો એક્ટ, હિંદુ વિષ-

માના પુનર્લગ્ન બાબતનો એક્ટ, ગાંડા માણસની માલ મિલકતની સંભાળ કરવા બાબતનો એક્ટ, પારસી લોકોના લગ્ન તથા તલાક બાબતનો એક્ટ, વસિયતનામું કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો એક્ટ, કોર્ટ ફી એક્ટ, હિંદુસ્તાનનો પુરાવાનો એક્ટ, હિંદુસ્તાનનો કોરટમાં સમ ખાવા બાબતનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એક્ટ, ( દસ્તાવેજ નોંધાવા બાબતનો એક્ટ ), વહેંચણ કરવા બાબતનો એક્ટ, ટ્રાન્સફર પ્રોપરટી એક્ટ (મીલકત તબદીલ કરી આપવા બાબતનો એક્ટ) યુરોપીઅન વેગ્રનસી એક્ટ-સીવીલ કોર્ટોનો એક્ટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનંદો આપવા બાબતનો એક્ટ, નાદારીનો એક્ટ, મુદતો બાબતનો એક્ટ, વારસાનો એક્ટ, હિંદુલૉ, ( હિંદુ ધર્મ શાસ્ત્ર ) પુખ્ત ઉમરનો એક્ટ વારસોને કરજમાંથી છોડાવવા બાબતનો એક્ટ, મુસલમાની શરેહ ( મુસલમાની ધર્મ શાસ્ત્રનો કાયદો ) સફીલદારી વિષે, સફીલના હક બાબત, સ્ટાંપ એક્ટ વિગેરે.

**પરચુરણ વિષયને લગતા કાયદાઓ**—તગાવીનો એક્ટ સને ૧૮૮૩ નો ૧૯ મો તગાવીનો એક્ટ સને ૧૮૮૪ નો ૧૨ મો લેન્ડલન્ડ બાબતનો એક્ટ, ઇનકમટેક્ષ(આવક ઉપરના કર)બાબતનો એક્ટ મતાદાર, બાબતોનો એક્ટ, ગુજરાતના તાલુકદારો બાબતનો એક્ટ, બંદરો બાબતનો એક્ટ, વહાણો બાબતનો એક્ટ, નરવાનો એક્ટ, મ્યુનીસીપાલ એક્ટ, જમીન લેવા બાબતનો એક્ટ. સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એક્ટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણ બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણાં બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો તારીફનો એક્ટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવા બાબતનો એક્ટ, જંગલનો એક્ટ, વતન બાબતનો એક્ટ, ઇરીગેશન એક્ટ, શિતળા કાઢવા બાબતનો એક્ટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવા બાબતનો એક્ટ, સેનીટરી એક્ટ. છાપવાના પ્રેસો તથા વર્તમાનપત્રો અને બુકો નોંધવા બાબતનો એક્ટ, વર્તમાન પત્રનો એક્ટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રી બાબતનો એક્ટ, ફટકાની શિક્ષા કરવા બાબતનો એક્ટ ( નવો ) વિગેરે વિગેરે.

ઉપર પ્રમાણે લગભગ તમામ કાયદાઓનો આ પુસ્તકમાં સમજાય તેવી ભાષામાં સમાવેશ કર્યો છે. વળી તેના સંબંધમાં

લુણાવાડાના દિવાન મે રા. બા. હરગોવિંદદાસ દ્વારકાં-દાસ કાંટાવાળા લખે છે કેઃ—'કાયદાનો શિક્ષક' એ નામનું પુસ્તક વાંચી જોતાં હાલના સુધરેલા જમાનાના વધતા જતા વ્યવહારમાં હમેશના ઉપયોગમાં આવતા ફોજદારી, દિવાની અને મુલકી કાયદાઓનો સમાવેશ કરી રચાયલું પુસ્તક દરેક માણસોને પોત પોતાના હકો તથા ફરજો સમજવામાં તેમજ પરીક્ષા આપવા જનાર ઉમેદવારોને કાયદાનું જ્ઞાન મેળવવામાં ઉપયોગી થઇ પડશે એમ હું ધારૂંછું.

વડોદરાના માજી પોલીસ કમીશનર પણ હાલ સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટ મે. રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ બી. એ. એલ એલ. બી. લખે છે કેઃ—કાયદાનો શિક્ષક એ નામનું આપનું બનાવેલું પુસ્તક મેં વાંચ્યું, ગુજરાતી ભાષામાં આવા કાયદા સંગ્રહની ખોટ હતી તે આ સંગ્રહથી સારી રીતે પુરી પડે તેમ છે. સરકારી નોકરો, જમીનદારો વિગેરે સર્વને ઉપયોગી થાય એવી માહીતીવાળા આ ગ્રંથનો બહોળો ફેલાવો થઇ આપે લીધેલી મહેનતનો સારો બદલો મળશે એવી મને ઉમેદ છે.

તે સિવાય ઘણા સજ્જનોના પણ આ પુસ્તકના સંબંધમાં અતિ ઉત્તમ અભિપ્રાયો આવેલા છે.—પુસ્તકનો દરેક માણસ લાભ લે તેટલા માટે તેની કિંમત ઘણા સજ્જનોના કહેવાથી ઘણીજ થોડી રાખી છે. જે મંગાવી ખાત્રી કરો. કિં. માત્ર રૂ. ૫ ) પોષ્ટ ૦-૭-૦ હવે જુજ કોપી સીલીક છે.

## જેઠાલાલ દેવશંકર દવે.

**મામલતદાર કોર્ટ. મુ. આણંદ. જી. ખેડા. (ગુજરાત.)**

---

**તૈયાર થાય છે. અધ્યાત્મિક નૉવેલ**
**થોડાજ વખતમાં બહાર પડશે.**

# ચંદ્ર ચરિત્ર ભાગ ૧ લો.

આ પુસ્તક એક નોવેલ છે. નોવેલનો ઘણાખરા માણસને શોખ હોય છે અને ધાર્મિક ગ્રંથો વાંચવાનો તેમને કંટાળો ઉપજે

છે તેથી આ જન્મમાં પોતાનું ખરૂં કર્તવ્ય શું છે તેનાથી અજાણ્યુ રહી વ્યવહારમાં રચ્યા પચ્યા રહી સ્વચ્છંદે વર્તી ધર્મભ્રષ્ટ થાય છે. અને તેથીજ આ પુસ્તકમાં નોવેલના રૂપમાં વેદાન્તના આધ્યાત્મિક વિષયો મહાપુરૂષોનાં જીવન ચરિત્રો સહિત એવી રીતે દાખલ કરેલા છે કે જે વાંચવાથી દરેક માણસને અસર કરી તેને સુધારાના રસ્તા ઉપર લાવી પોતાના કર્તવ્ય તથા પ્રામાણ્યનું જ્ઞાન આપી ધર્મિષ્ટ બનાવી અખંડ સુખની પ્રાપ્તિ કરાવે છે.

વળી પોતાની વ્યવહારિક તથ પરમાર્થિક ઉન્નતિ આજ જન્મમાં સર્વોત્તમ રીતે કેવી રીતે કરવી ? સ્વચ્છદે અને પ્રમાણિકપણે વર્તવાથી કેવું કેવું દુઃખ પડે છે :તેમાંથી સ્વધર્મે વર્તવાનું જ્ઞાન કેવી રીતે થાય છે. અને તેનું ફળ કેવું મળે છે તેનો આબેહુબ ચિતાર આ પુસ્તમાં આપવામાં આવ્યો છે. કે જે દરેક માણસના દૃષ્ટાંતરૂપ થઇ તેનો સત્વર સુધારો કરી શકાશે. કીં ૧—૮—૦ પણ અગાઉ થનાર ગ્રાહક પાસેથી માત્ર રૂ. ૧—૦—૦ નિચેને સ્થળે નામ નોંધાવો.

જેઠાલાલ ડી. દવે.

મુ. આણંદ. જી. ખેડા. (ગુજરાત.)

રૂા. ૨૫ ખર્ચતાં ન મળે તે પુસ્તક માત્ર રૂા. ૧—૮—૦ માંજ તૈયાર છે. બીજી આવૃતી ખપીજવા આવી છે. વહેલો તે પહેલો પાછળથી પસ્તાવું પડશે.

# સરવે, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

આ પુસ્તકમાં ઇંડીઅન પીનલકોડની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વિલેજ પોલિસ એક્ટ, ડબા એક્ટ, લેન્ડ રેવન્યુ કોડ તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ રેકર્ડ ઓફ રાઇટ્સ એક્ટ, ગામના નમુના, તાલુકાના નમુના, સરવેની રૂલ, સર્કલ ઇન્સ્પેક્ટરની રૂલ, અફીણનો એક્ટ, આબકારી એક્ટ, મીઠાનો એક્ટ, વતન એક્ટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે. દરેક માણસે હમેશાં પાસે રાખવા લાયક

અને ઘણું જ ઉપયોગી છે. જેના સંબંધમાં સેંકડો વિદ્વાનોનાં સર્ટીફીકેટ મળ્યાં છે. રેવન્યુ ડીપાર્ટમેંટની પરીક્ષા આપવા જનાર તલાટી તથા દરેક સરકારી નોકરોને તો ખાસ ઉપયોગી છે. ફક્ત જુજ સરટીફીકેટ વાંચો.

રેવાકાંઠાના મે ડી. આ. પોલીટીકલ એજંટ સાહેબ રા. બા. કેશવલાલ ગીરધરલાલ ત્રિવેદી લખે છે કેઃ—જેઠાલાલ દેવશંકર દવેએ તૈયાર કરેલા કાયદાનો શિક્ષક તથા સરળ રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ એ બંને પુસ્તક મેં જોયાં. તે બંને પુસ્તકો જેટલાં સરકારી નોકરીમાં આગળ વધવાની ઉમેદ રાખનારને અગત્યનાં છે; તેટલાંજ અંગ્રેજી ભાષાથી અજ્ઞાન મુખત્યારોને તેમજ કોર્ટ સાથે નિસ્બત ધરાવનારા જમીનદારો, ધીરધાર કરનાર અને સાહુકારો અને ખેડુતોને પણ અગત્યનાં છે. જુજ કિંમતમાં ઉપયોગી કાયદાઓનો એવો મોટો સમુહ ગુજરાતી ભાષામાં બહાર પાડી મી. જેઠાલાલે પ્રજાની જે સેવા બજાવી છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

મે. રા. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા. બી. એ. ડીસ્ટ્રીકટ ડીપોટીકલેકટર પણ હાલ અમદાવાદ મ્યુનીસીપાલીટીના ચીફ ઓફીસર સાહેબ બહાદુર લખે છે કેઃ—આ પુસ્તકની બીજી આવૃત્તિ નીકળેલી જોઇ ઘણો આનંદ થયો છે. અને આ પુસ્તકની ઉપયોગીતા હવે નિર્વિવાદ રીતે સિદ્ધ થઇચુકી છે તેમાં સંદેહ નથી.

આ સિવાય ઘણા અભિપ્રાયો સ્થળ સંકોચથી આપી શકયા નથી.

પુસ્તકની કિંમત રૂ. ૧–૮–૦ પો. રૂ. ૦–૩–૦

જેઠાલાલ દેવશંકર દવે.

મામલતદાર કોર્ટ મુ. આણંદ. જીલ્લે ખેડા. (ગુજરાત)

---

વહેલો તેજ પહેલો ખપી જવા આવી છે.

# વૈદ્ય યાને વૈદક. ભાગ ૧ લો.

આ પુસ્તક હાલમાંજ બહાર પડયું છે છતાં તે એકદમ થોડા જ વખતમાં ખપી જવા આવ્યું છે તેજ તેની લોકપ્રિયતા અને ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી બતાવે છે.

આ પુસ્તકમાં તમામ રોગ અને તેનાં ઔષધો આપવામાં

આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતિમાંથી શી રીતે બનાવવાં તે તથા કઇ દવા ક્યા ક્યા રોગ મટાડે છે તે તથા દવા કઇ કઇ વનસ્પતિની કેવી રીતે બનાવવી તે દરેક સમજી શકે તે પ્રમાણે ગુજરાતી ભાષામાં ચરક, સુશ્રુત, વાગભટ જેવા મહાન ગ્રંથોમાંથી લખવામાં આવ્યું છે. તેમાં દરેક વનસ્પતિ અને તેના સંસ્કૃત, મરઠી, હિંદુ-તાની અને ગુજરાતી નામો અને તેના ઉપયોગ તથા તેથી ક્યા રોગ મટે છે. તે આપવામાં આવ્યું છે. તમારે વૈદ્ય થવું હોય, જો તમારે દવાખાનાનાં બીલ ચુકવવાં ન હોય, તેમ દવાખાનું કાઢવું હોય તો આ પુસ્તક મંગાવો અને ખાત્રી કરો. આ પુસ્તકમાં આપેલી દવા વેચશો તો પણ હજારો રૂપિઆ કમાઇ શકશો કારણ આપેલી દવાઓ અકસિર છે. આ પુસ્તકનો દરેક માણસ જુજ કિંમતમાં લાભ લઇ શકે તેટલા માટે તેની મહેનત અને ખર્ચ તથા કદ સામું ન જોતાં પુસ્તકની કિંમત માત્ર રૂ. ૦-૮-૦ પો. રૂ. ૦-૪-૦ દશ પુસ્તક મંગાવનાર પાસે માત્ર રૂ. ૪

તૈયાર થાય છે.

## વૈદ યાને વૈદક. ભાગ ૨ જો.

તાકીદે નામ નોંધાવો—તેમાં પણ દરેક રોગ અને તેના ઉપાયો તથા દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, ગુટિકાઓ, અવલેહો તથા આસવો વિગેરે બનાવવાના પ્રયોગો આપવામાં આવ્યા છે. આ ગ્રંથ જરા વિસ્તારથી લખ્યો છે. કીંમત રૂ. ૦-૮-૦

સંવત ૧૯૬૮ ની સાલનું પંચાંગ તૈયાર છે. કીં. રૂ. ૦-૧-૦ સામટાં લેનાર વેપારીને રૂ. ૪ ના નંગ ૧૦૦ મળશે. તેમાં જ્યોતિષ વિગેરેની પૂર્ણ માહિતી છે.

જેઠાલાલ ડી. દવે.

મામલતદાર કોર્ટ મુ. આણંદ. જી—ખેડા ગુજરાત.

---

## દરેક માણસને ઉપયોગી.

**દુઃખમાંથી બચાવનાર, ધંધો બતાવનાર અને વિદ્વાન તથા અભિમાનોમાં ખપાવનાર, વળી આખઓને તો હજારો**

૯

**રૂપીઆ મેળવી આપનાર જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ અને વિદ્વાન બનાવનાર, તથા પ્રતિષ્ઠા વધરાવનાર.**

# ભવિષ્ય વેત્તા યાને ભવિષ્ય જાણવાની વિદ્યા.

નામનું પુસ્તક પહેલ વહેલુંજ બહાર પડ્યું છે તેની ઉપયોગીતા તો એટલી બધી થઇ ગઇ છે, કે તે ખપી જવા પણ આવ્યું છે, અને હવે થોડીજ કોપી શીલીક છે માટે તાકીદે મંગાવી લ્યો કે પાછળથી પસ્તાવું પડે નહિ.

તમારે ભુત, ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત જાણવી હોય, બ.હોશ અને 'અગમ ભાખનાર' ભવિષ્યવેત્તા બનવું હોય; કાળ દુકાળ, અનાજના ભાવ, વરસાદ વરસસે કે કેમ ! દરેક માણસની જીંદગીના સુખ દુઃખનો અહેવાલ, કયો ધંધો કરવાથી ફાયદો થાય વિગેરે હકીકત આગળથી જાણતાં શીખવું હોય જ્યોતિષ શાસ્ત્ર, સામુદ્રિક શ.સ્ત્ર, સ્વરોદય શાસ્ત્ર, અને રમળ શાસ્ત્રમાં નિપુણ બનવું હોય તોજ આ પુસ્તક મંગાવો

આ પુસ્તકના ૪૦ પ્રકરણ છે અને તેમાં શું શું સમાવેશ કર્યો છે તે આ નિચે પ્રકરણવાર આપવામાં આવ્યું છે જે વાંચી ખાત્રી કરશો.

## ભવિષ્ય જાણવાની વિદ્યામાં શું શું આવે છે !

**પ્રકરણ ૧ લું**—ઉદ્દેશ—**પ્રકરણ ૨ જું**—સંવત્સર, સંવત, શક, ઋતુ, અધિક માસ, ઉત્તરાયણ, દક્ષિણાયન માસ, પક્ષ, તિથિ, વાર, રાશી, ગ્રહ, નક્ષત્ર, યોગ, કરણ, અને ચંદ્ર, જોવાની રીત તથા નામ પાડવાની રીત. **પ્રકરણ ૩ જું**—કયા કયા કામ કઇ કઇ વખતે કરવાં કે જે સિદ્ધ થાય. વાર. નક્ષત્ર, પંચક, યોગ કરણ, ભદ્રા, વિષ્ટિ, સિંહસ્થ વર્ષ, ગુરૂ શુક્રનો અસ્ત, ચોઘડીયાં, ૨૪ હોરાઓ, અને તેમાં કરવાનાં કામ, લગ્ન તથા નવ પંચક જોવાની રીત તથા તેમાં કરવાના કામ **પ્રકરણ ૪ થું**—પરગામ જવા વિષે

મહુરત, ચંદ્રની દિશા, કાળની દિશા, વારશુળ યોગિનીની દિશા, સુરપ તથા બીના ઘાત, ચંદ્ર, શુકન અપશુકન, નક્ષત્ર શુળ, કાળ રાહુ અને તારા જોવાની રીત, **પ્રકરણ ૫ મું**—ગ્રહોના ફળ બાબત—ભારે નડતા દરેક ગ્રહો અને તેનું ફળ, **પ્રકરણ ૬ ઠું**—પનોતી બાબત,—નાની મોટી પનોતી જોવાની રીત અને તેનું તથા તેના પાયાનું ફળ, **પ્રકરણ ૭ મું**—અશુભ ગ્રહોનું દાન. **પ્રકરણ ૮ મું**—દિન દશા જોવાની રીત અને તેનું ફળ, **પ્રકરણ ૯ મું**—મહા દશા જોવાની રીત અને મહા દશા તથા તેની અંતર દશા કેટકેટલા વર્ષની તથા તેનું ફળ. **પ્રકરણ ૧૦ મું**—મહુરત જોવાની રીત—નવાં વસ્ત્ર પહેરવાનું, દેવ પ્રતિષ્ઠા કરવાનું, ઘર બાંધવાનું, ખાતનું, મોભ મુકવાનું, બારણું મુકવાનું, વાસ્તુ કરવાનું, ઘરમાં પેસવાનું, વાવ કુવા ખોદવાનું, પરદેશ જવાનું, ઓષડ ખાવાનું, વેપાર કરવાનું, પશુ લેવા વેચવાનું, રૂતુમાસ સ્ત્રીને સ્નાનનું, ગર્ભાધાનનું, સીમંતનું, સુવાવડી સ્ત્રીને સ્નાન કરાવવાનું, બાળકનું નામ પાડવાનું, બાળકને પારણામાં સુવાડવાનું બાળકને અન્ન જમાડવાનું, બાધા ઉતારવાનું, વિદ્યાભ્યાસ કરાવવાનું, અને જનોઇ દેવાનું મહુરત **પ્રકરણ ૧૧ મું**—લગ્ન મહુરત જોતી વખત નડતા દોષો તથા લગ્ન કુંડળી જોવાની રીત, સુર્ય બળ, ગુરૂનું બળ, સિંહસ્થ વર્ષ. લત્તા દોષ, રિક્તા તિથી શનિવાર પાત દોષ, યુતિ દોષ, વેધ વિચાર, યામિત્ર દોષ, દગ્ધા તિથી, અને લગ્ન કુંડળી જોવાની રીત; લગ્નનું મહુરત, પુનર્વિવાહ (નાતરૂં) કરવાનું મહુરત, દત્તક પુત્ર લેવાનું મહુરત, જેઠ માસમાં લગ્ન કરવા બાબત, સુર્ય તથા ગુરૂના દોષ, મંગળના દોષ, અને કન્યાને સાસરે વળાવવાનું મહુરત. **પ્રકરણ ૧૨ મું**—લહેણા દેણી; સારી લેણા દેણી સામી પ્રીત, મૃત્યુ અને પ્રીતિ ષડાષ્ટક. દ્વિર્દ્વાદશ. નવ પંચક, બારે રાશીવાળાના આઠ વર્ગો ઉપરથી લેણાદેણી જોવાની રીત વર્ણ જોવાની રીત, બારે રાશીના બીજા નામ ઉપરથી લેણા દેણી જોવાની રીત, તારાબળ વિચાર, નક્ષત્ર ઉપરથી યોની જોવાની રીત, જન્મ નક્ષત્ર ઉપરથી ગણ જોવાની રીત, અને નક્ષત્ર ઉપરથી નાડી જોવાની રીત, તથા તે ઉપરથી લેણાદેણી જોવાની રીત.

**પ્રકરણ ૧૩ મું**—ચોરાશીચીજ મળશે કે કેમ તે જોવાની રીત તે નક્ષત્ર તથા લગ્ન ઉપરથી જોવાની રીત. **પ્રકરણ ૧૪ મું**—

અમુક ધારેલું કામ ક્યારે સિદ્ધ થશે તે જોવાની રીત. પ્રકરણ ૧૫ મું—અમુક માસ, તિથી, વાર, નક્ષત્ર, ઋતુ ચંદ્ર અને લગ્નમાં જન્મ થયો હોય તો તે દરેકનું જુદુ જુદુ ફળ જોવાની રીત. પ્રકરણ ૧૬ મું—ગ્રહો તથા રાશીઓ શુભા શુભ જોવાની રીત—દરેક ગ્રહ કેટલી મુદ્દત સુધી એક રાશીમાં રહે છે, કયો ગ્રહ કઇ દીશાનો સ્વામી છે. ગ્રહોના ગુણ શુભ તથા પાપગ્રહ ઉદય અને અસ્તના ગ્રહો, ગ્રહની ગતિ, ગ્રહોના રૂપ, ગ્રહોના રંગ, રાશીઓના રંગ તથા આકાર, ગ્રહોનાં સ્વરૂપ, ઉચ્ચનિચ તથા સ્વગ્રહીગ્રહો જોવાની રીત, આ ગ્રહોની સ્વાભાવિક શત્રુતા તથા મિત્રતા જોવાની રીત ગ્રહોની મૈત્રી જોવાની રીત, મુળ ત્રીકોણ રાશીના ગ્રહો, ગ્રહોની દ્રષ્ટી જોવાની રીત. પ્રકરણ ૧૭ મું—જન્મ કુંડળી બનાવવાની રીત ચળીત કુંડળી બનાવવાની રીત, જન્મકુંડળીના દરેક ભાવમાં શું શું ફળ જોવામાં આવે છે, હોરા કુંડળી, દ્રષ્કાંણકુંડળી, સપ્તમાંશકુંડળી, નવમાંશકુંડળી, દ્વાદશાંશકુંડળી, અને ત્રિશાંશકુંડળી બનાવવાની રીત. પ્રકરણ ૧૮ મું—જન્મોતરીમાં આવતી કુંડળીઓ જોવાની રીત, જન્મ કુંડળી જોવાની રીત. ૧ લો ભાવ ૨ જો ભાવ અને એ રીતે બારે ભાવોમાં આવેલા ગ્રહોનું રાશીનું, રાશીના સ્વામિ, અને ગ્રહોની દ્રષ્ટિનું ફળ. વિસ્તાર સહિત જોવાની રીત, પ્રકરણ ૧૯ મું—બારે ભાવોનું મિશ્રફળ, ભાગ્યોદય, દાસપણું, બંધિખાનું. રોગ. સ્ત્રીનું સુખ, ભાઇ બેનનું સુખ, અને પુત્રનું સુખ જોવાની રીત, બારે ભાવનું સામાન્યફળ પ્રકરણ ૨૦ મું—બારે ભાવમાં આવેલા ગ્રહોની ગ્રહો ઉપરની દ્રષ્ટિનું ફળ જોવાની રીત. પ્રકરણ ૨૧ મું—સ્ત્રીઓની જન્મકુંડળી જોવાની રીત. પતિનું સુખ, પોતાનુ સુખ, વિધવાપણું, સ્ત્રી કુંવારી રહેશે કે કેમ! વિષ કન્યા દોસવાળી, વ્યભિચારીણી થવા વિષે સ્વામિ ત્યાગ કરવા વિષે. કપટી રોગી અને પ્રવજ્યાયોગ બાબત. મૃત્યુ થવા વિષે અને સ્ત્રીનું સામાન્ય સુખ દુઃખ જોવાની રીત. પ્રકરણ ૨૨ મું—હોરાકુંડળી જોવાની રીત, પ્રકરણ ૨૩ મું—દ્રષ્ટાંણકુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૪ મું—સપ્તમાંશકુંડળી જોવાની રીત, પ્રકરણ ૨૫ મું—નવમાંશકુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૬ મું—દ્વાદશાંશકુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૭ મું—ત્રીશાંશકુંડળી જોવાની રીત, પ્રકરણ ૨૮ મું—જો-

ધાન બાબત, કયા રજો દર્શનમાં સ્ત્રી ગર્ભ ધારણ કરે તે બાબત, ગર્ભ રહ્યો છે કે નહિ તે બાબત, સ્ત્રી પુરૂષના આયુ બાબત, રહેલો ગર્ભ નાશ પામશે કે કેમ તે બાબત, માતા પિતા, કુંફા, તથા માસીના ફળ બાબત, ગર્ભવતી સ્ત્રીને પુત્ર પુત્રી કે નપુંસક જન્મશે તે બાબત, એકથી વધારે બાળક જન્મે તે બાબત, બાળક હાથ પગ તથા માથા વગરનું જન્મે તે બાબત, બાળક પાંગળું, ઠીંગણું, મુગું, આંધળું અને વધારે અંગવાળું જન્મે તે બાબત. પ્રકરણ ૨૯ મું—જન્મ વખતે અંધારૂં હતું કે અજવાળું હતું તે બાબત, જન્મ વખત દીવો કયાં હતો, સૂતિકાનું બારણું કઈ દિશાએ હતું તે બાબત, સૂતિકાનું ઘર બિછાનું તથા ઠેકાણું જોવા બાબત, ઉપસૂતિકા જોવા બાબત, જન્મ થવાના ઠેકાણા બાબત, સાપથી વીંટળાયલા બાળકનો જન્મ થવા બાબત, જન્મ વખતે પિતા ઘેર હતો કે નહિ તે બાબત વ્યભિચારથી ઉત્પન્ન થયેલા બાળક બાબત, માતાએ તજી દીધેલા બાળક બાબત, જન્મ પામનાર બાળકની સ્વરૂપ પ્રકૃતિ વિષે પ્રકરણ ૩૦ મું-રાજયોગ અને તેનું ફળ, રાજયોગનું ફળ ક્યારે મળે. પ્રકરણ ૩૧ મું--નાભસયોગો અને તેનું ફળ પ્રકરણ ૩૨ મું—પ્રવજ્યા (વૈરાગી થવાના) યોગો. પ્રકરણ ૩૩ મું-ચંદ્રયોગ બાબત—સુનફાદિયોગો અને તેનું ફળ, પ્રકરણ ૩૪ મું-બાળકના રીષ્ટ (મૃત્યુ) યોગ બાબત, રીષ્ટયોગથી બાળક ક્યારે મરણ પામે, રીષ્ટ ભંગ બાબત, પ્રકરણ ૩૫ મું—આયુષ જોવા બાબત પ્રકરણ ૩૬ મું-નિર્યાણ બાબત—મરણ ક્યારે કયા, નિમિત્તે કેવી જગ્યાએ થશે તથા મરણ પછી કેવી ગતિ થશે તથા કેવા લોકમાંથી આ લોકમાં તેનો જન્મ થયો છે તે બાબત. પ્રકરણ ૩૭ મું-સામુદ્રિકશાસ્ત્ર—હાથ પગ વિગેરે અવયવો ઉપર આવેલી રેખાઓ વિગેરે ચિન્હો ઉપરથી દરેક પુરૂષ તથા સ્ત્રીનું ભવિષ્યનું સુખ, દુઃખ તથા આયુષ્ય જોવા બાબત પ્રકરણ ૩૮ મું-વરસાદ કેવો થશે તે જોવા બાબત, અનાજના ભાવ અમુક વરસે અમુક માસમાં કેવા રહેશે તે બાબત, સુકાળ પડશે કે દુકાળ પડશે તે જોવા બાબત. પ્રકરણ ૩૯ મું-સ્વરોદય શાસ્ત્ર પ્રમાણે નાસિકાના સ્વર ઉપરથી ભુત, ભવિષ્ય અને વર્તમાનકાળની હકીકત જાણવા વિષે પ્રકરણ ૪૦ મું—રમળશાસ્ત્ર ઉપરથી પ્રશ્નો જોવાની રીત ૧ મારી

ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ? અમુક કામમાં જશ મળસે કે કેમ? અમુક ધંધામાં લાભ થશે કે કેમ? પરદેશ જવામાં ફાયદો થશે કે કેમ? પરદેશ ગયેલો માણસ પાછો આવશે કે કેમ? અમુક માણુસની ચોરીએ ગયેલી કે ખોવાઇ ગયેલી મિલકત પાછી મળશે કે કેમ? પોતાનો મિત્ર કે ભાગીદાર પોતાની સાથે પ્રમાણિકપણે વર્તશે કે કેમ? મુસાફરી કરવી પડશે કે કેમ? અમુક માણુસ અમુક માણુસને ચાહે છે કે કેમ? અમુક માણુસનું અમુક સ્ત્રી સાથે અથવા અમુક સ્ત્રીનું અમુક પુરૂપ સાથે લગ્ન કરવાથી સફળ થશે કે કેમ? અમુક સ્ત્રીને અથવા પુરૂષને કયા પ્રકારનો વર અથવા સ્ત્રી મળશે? અમુક સ્ત્રીને છોકરો થશે કે છોકરી? અમુક રોગી માણુસને મટશે કે કેમ? અમુક માણુસ કેદમાંથી છુટશે કે કેમ? આજરોજ અમુક માણુસને લાભ થશે કે કેમ? અમુક માણુસને આવેલા સ્વપ્નનું શું ફળ મળશે? આરીતે સોળ પ્રશ્નોના રમળશાસ્ત્ર આધારે જવાબ જોવાની રીત. આ જવાબ હમેશાં ખરાજ પડે છે.

આ પુસ્તકનો દરેક માણુસ લાભ લે તેટલા માટે પુસ્તકના કદ, કાગળ, બાઇન્ડીંગ અને પુસ્તક બનાવવામાં થયેલી તન, મન અને ધનની મહેનત તથા ખર્ચ સામું ન જોતાં માત્ર કીંમત રૂ. ૨—૦—૦ રાખી છે પો. ૦—૩—૦ જુદું. પાકું સોનેરી પુઠું. જાડા ગ્લેજ કાગળ.

જેઠાલાલ દેવશંકર દવે.

ઠે મામલતદાર કોર્ટ— મુ. આણંદ. જી. ખેડા. ગુજરાત.

## સર્વ વ્યાધિહર ગુટિકા.

આ એકલીજ દવા ઘણા ખરા તમામ રોગો મટાડે છે તે દવાથી તમામ પ્રકારના તાવ મટે છે, સર્વ પ્રકારના કોઢ મટે છે, વિસફોટક, રસાયનનું ફુટી નીકળવું. અનાજ ખવાય નહિ અને ખાયતો પચે નહિ. પાંડુરોગ, કફ, ચામડી, લોહી અને માંસમાં બિગાડ કરી ચામડીનો રંગ પીળો અગર ધોળો થઈ જવો, શરીર તેજહિન ધોળું થવું, વિર્ય વિગેરે ધાતુનું નબળી પડી જવુ, લોહી મેદ અને ઓજ ઓછો થઇ જવો, બોલતાં શ્વાસ ચઢે, અન્ન ખાવા ઉપર અરૂચી થવી, ચકરી આવવી, દમ ચઢવો, શ્વાસ, કાસ અને ઉધરસ થવી, શ્વાસ જે વખત બહાર નીકળે તે વખતે ફુટેલા કાંસાના જેવો ખોખરો અવાજ નીકળવો. શ્વાસોશ્વાસનો માર્ગ બંધ થવો. ભગન્દર થવું, હરસ, મસા, ચાંદી, પથરી. પેસાબ બંધ થવો, ગુલ્મરોગ, પેટમાં ગાંઠ થવી, ઝાડો કબજ થવો. પેટ ભરેલું ડાડુબ થવું, શરીરનું અશક્ત થવું, પેટનું ચઢવું, આંતરડામાં તથા પેટમાં ધુર ધુર અવાજ થવો, ઝાડા પેશાબનું બંધ થવું, ગલગન્ડરોગ થવો, કે તરે ખભે. ગર્દન ઉપર કે ગળા ઉપર બોર જેવડી ગાઠો થાય છે તે, કંઠમાળ, ગંડમાળા, વ્રણ, પાઠું, ગુમડું, ખરજવું, ચાલવાની શક્તિ રહે નહિ, દિવસે દિવસે શરીર સુકાઇ જવું, જઠરાગ્નિનું મન્દ પડવું, શરીરે સોજા ચડવા, ઝાડો થાય નહિ અને ઝાડાવાટે બળત્રા થાય, આંખે અંધારાં આવવાં, શરીરનું થાકી જવું, વાછુટ થાય નહિ, ગભરામણ થવી, ઉદર રોગ, જલંદર, પેટમાં બરોળની ગાઠ વધવી, ડાબી બાજુનું પેટ વધવું, જીર્ણતાવ રહેવો, મૂત્ર કચ્છરોગ, મૂત્રના માર્ગમાં રહી રહીને પરાણે પેશાબ આવતો તથા તેમાં પીડા થવી, મેહ પ્રમેહ, (પરમીયો) ક્ષય વિદાહપિત્તરોગ, શરીરની અંદર તથા બહાર બળત્રા (લાહ્ય) થવી, તાવ રોગ શરીરની અંદરની નસો ઢીલી થઇ જવી, વાયુનું કોપાયમાન થવું, સર્વ અંગોમાં સણકા વિગેરે નાના પ્રકારના રોગ ઉત્પન્ન થવા, બંને પડખાંમાં શૂળાં આવવા, આંખના તમામ પ્રકારના રોગ થવા, આધ્યાન વાત રોગ, પેટને ફુલાવી પેટમાં ગડબડાટ કરી પીડા થવી, વાંસામાં, પડખામાં, છાતીમાં, સાથળમાં કેડમાં અને પેટમાં થનારી વાની પીડા, સંધિવા, શરીરમાં ઉઠતાં શળો, શરીરના કોઇપણ ભાગ ઉપર સોજો આવી તેમાં કલતર થવું, ઉરૂરોગ, સાથળના રોગ,

ઉરુસ્તમ્ભ વાત રોગ, સાથળને જડ બનાવી પગમાં હલન ચલન ન થાય, શરીરે ફાટ થાય, ઉબકો આવવો સ્ત્રીના પ્રદર તથા આર્તવદોષ, અને વિર્યધાતુગતના તમામ રોગ વિગેરે તમામરોગો મટાડી ધોળા વાળ કાળા કરી વૃદ્ધને યુવાન બનાવી વિર્યની વૃદ્ધિ કરી ખરૂ પુરૂષાતન આપે છે. ઉપરના તમામ રોગને માટે ફકત અમારી સર્વ વ્યાધિહર ગુટિકા વધારો તે રોગથી નિવૃત્ત થાવ. સાજા માણસે આ દવાનું સેવન કરવાથી તેને રોગ કદી પણ થતો નથી.

દરેક માણસે હંમેશાં તેને પોતાની પાસે રાખવીજ જોઇએ એવો વિદ્વાનોનો અભિપ્રાય છે.

તેનો દરેક માણસ લાભ લઇ શકે તેટલા માટે તેની કિંમત ૧ ડબીના રૂ ૩—૦-૦

સંજીવનિય ગુટિકા—અજીર્ણ, વાયુનો ગોળો ચઢવો કોલેરા સન્નિપાત અને સાપનું ઝેર મટાડે છે કીં રૂ. ૧—૦—૦

પ્રદર વિનાશક ગુટિકા—સ્ત્રીઓના રકત પ્રદર એકજ ડબીથી મટે છે કીં. ડબી ૧ નો રૂ. ૧—૦—૦

સંધિવાત નિવારણ ગુટિકા—સંધિવા, પક્ષઘાત તેમજ વાના તમામ રોગ એકજ ડબીથી મટે છે. કીં. રૂ. ૧—૦—૦

સંગ્રહણિ નિવારણ ગુટિકા-સંગ્રહણી, ઝાડો, મરડો અને અતિસાર તુરતજ મટે છે રૂ. ૧)

સર્વજવર વિનાશક ગુટિકા—તમામ જાતના તાવનો કટ્ટો શત્રુ છે એકજ દિવસમાં ફાયદો. કીં. રૂ. ૧—૦—૦

બાધિર્ય નિવારણ તેલ—બેરા માણસોના આશિર્વાદ. એકજ બાટલીથી બેરાપણું મટે છે કીં. બા. ૧ નો રૂ. ૧—૦—૦

વિસ્ફોટક નિવારણ ગુટિકા—વિસ્ફોટકને માટે તુરત લખો. એકજ ડબીથી વિસ્ફોટક તથા પત્ત જેવા ભયંકર રોગ મટે છે. કીં રૂ. ૧—૦—૦

વંધ્યા રોગ નિવારણ ગુટિકા—વંધ્યા સ્ત્રીઓના હજારો આશિર્વાદ. એજ તેની ખાત્રી. વંધ્યા સ્ત્રી કે જેને પ્રજા થતી નથી તેને આ દવા આપવાથી પ્રજા થયા સિવાય રહેતીજ નથી કીં ડબી ૧ ના રૂ. ૪—૦—૦ તેથી યોની રોગ, પક્ષાઘાત અને વાના રોગ પણ મટશે.

.ત્રિદોષ નિવાર ગુટિકા—આ દવાથી ભયંકર ત્રિદોષ ઉપજ્ય
।। તે મટે છે કી ૨ ૧-૦-૦

અમૃત પાન—આ દવાથી તમામ તાવ, આંદી ઉનવા, હરસ,
રોગ, વિષ્ફોટક, દાદર, ખરજવું કોઢ, ખાસ, ભુખસ, નબળાઇ,
મી, દમ, પ્રમેહ, ધાતુક્ષય,પ્રદર, રક્તશ્રાવ, સનિપા, પક્ષાઘાત,
રૂથી મટાડી ધંતુ પુષ્ટ કરી શરીર પહેલવાન અને બળવાન બનાવે
ર. ૧)

દવેનું સારસા પરિલા—ગરમીના તમામ રોગ મટાડી લોહીની
શુદ્ધિ કરે છે. બા. ૧ ની રૂ.૧)

નેત્ર ફુલ નિવારણ અંજન—આ અંજન આંજવાથી આંખમાંનુ
ફુલ તથા છારી મટે છે રૂ. ૧)

સર્પવિષ નિવારણ અંજન આ દવા આંખમાં આંજવાથી
સાપનું ઝેર ઉતરી જાય છે. રૂ.૧)

સુતિકા રોગ નિવારણ ગુટિકા—સુવાવડ પછી સ્ત્રીઓને સુવા-
રોગ થાય છે તે આ દવાથી તુરત મટે છે ડબી ૧ ની કી. રૂ. ૧-૦-૦

કામેશ્વર ગુટિકા—આ દવા કે જે નાજુક સ્ત્રીઓને વારવાર
ગર્ભ રહેવાથી શરીરનો બાંધો અશક્ત થઇ જાય છે અને તેથી
ગર્ભપાત જેવા મહા ભયંકર દુઃખ તથા શરીરને મરણ તુલ્ય
પીડા આપે છે તથાને માટે બતાવી છે. આ દવાનુ સેવન કરવાથી
પોતાના ધણી સાથે સંયોગ થતો છતાં પણ ગર્ભજ રહેતો નથી.
અને તેથી પોતાનું નાજુક શરીર મજબુત રાખી શકે કી રૂ.
૫-પણ અજમાવશ કરવા મંગાવનારને એકજ ડબીનો માત્ર રૂ.
૨-૦-૦ એકજ ડબીથી ગર્ભ રહેતો નથી.

દ્રાક્ષાસવ—આ દવાથી ભયંકર ક્ષય, દમ, શ્વાસ અને ગલરોગ
મટે છે તથા તેનું સેવન કરનારને ઘણોજ બળવાન બનાવી વિર્યની
વૃદ્ધિ કરે છે. કી ૧ બા. નો રૂ ૧-૦-૦

દરેક ગામેગામ એજંટ જોઇએ છીએ. પુષ્કળ કમીશન પત્ર
માટે ટીકીટ બીડવી.

## દવે બ્રધર્સ દવે ઔષધાલય.

### મુ: આણંદ સ્ટેશન.—જી. ખેડા-ગુજરાત.